श्री.

# जीनगुण पुष्पमाळा

अथवा,

# सुबोध स्तवनावळी.

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર,
સાંકળચંદ પીતાંબરદાસ શાહ.

---

દોહરો.

ભક્તિ સ્તુતિ જીનરાજની, આપે મંગળમાળ;
પુષ્પમાળ જીન ગુણતણી, કંઠાભરણ વિશાળ.

આવૃતિ ૧ લી પ્રત ૨૦૦૦

અમદાવાદ.
"એંગ્લો વર્નાકયુલર પ્રિંટીંગ પ્રેસ"માં
નથુભાઇ રતનચંદ મારફતીયાએ છાપી.

---

સંવત ૧૯૫૩ સને ૧૮૯૭

કિંમત રૂ૦-૨-૬

श्री.

# जीनगुण पुष्पमाळा

अथवा,

# सुबोध स्तवनावळी.

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર,
સાંકળચંદ પીતાંબરદાસ શાહ.

દોહરો.

ભક્તિ સ્તુતિ જીનરાજની, આપે મંગળમાળ;
પુષ્પમાળ જીન ગુણતણી, કંઠાભરણ વિશાળ.

આવૃત્તિ ૧ લી પ્રત ૨૦૦૦

અમદાવાદ.
"એંગ્લો વર્નાક્યુલર પ્રિંટીંગ પ્રેસ"માં
નથુભાઇ રતનચંદ મારફતીયાએ છાપી.

સંવત ૧૯૫૩ સને ૧૮૯૭

કિંમત રૂ૦-૨-૬

# અર્પણ પત્રિકા.

## હરીગીત છંદ.

શુભ શેહેર અમદાવાદ હીંદુસ્તાનમાં પ્રખ્યાત છે,
ગુજરાતના શણગાર રૂપ ત્યાં નગરશેઠ વિખ્યાત છે;
સુત શેઠ પ્રેમાભાઈના મણિ ઘોત કિર્ત્તી વિસ્તરી,
રચિ પુષ્પમાળ વિશાળ જીનગુણ કંઠ મણિભાઇને ધરી.
વિદ્વાન બુદ્ધિવાન ને શ્રીમાન્ શેઠ યુવાન છે,
નહીં માન પણ દે દાન પ્રજ્ઞાવાન તે ગુણવાન છે;
દે આશરો વિદ્વાનને નરરત્ન નીતિ શુભ આદરી,
રચિ પુષ્પમાળ વિશાળ જીનગુણ કંઠ મણિભાઇને ધરી.
ઉર માનસર સુપ્રવાહ પરઉપકાર પર પ્રતિદીન વહે,
શુભ લલિત લાવણ્ય મધુર વાણી વદન ફુલ ખરતાં રહે;
રૂપ રંગ દેખી વપુ ઉવેખી મકરધ્વજ મદ પરહરી,
રચિ પુષ્પમાળ વિશાળ જીનગુણ કંઠ મણિભાઇને ધરી.
નિજ પુર્વજોની શુભ પ્રતિષ્ઠા વિશ્વમાં વ્યાપી રહી,
મણિભાઇ શેઠે કરી પ્રકાશિત કીર્ત્તિ જગ ગાજી સહી;
જયમ દૂધ સાકર મીશ્ર મળતાં મધુરતા આવે ખરી,
રચિ પુષ્પમાળ વિશાળ જીનગુણ કંઠ મણિભાઇને ધરી.
અર્પણ કરૂં અતિ પ્રેમપુર્વક ગ્રંથ જીનગુણનો રચી,
ચડતી થજો બીજચંદ્ર સમ વધજયો કળા ગુણને રૂચી;
નીત થજો મંગળમાળ જીનગુણ પુષ્પમાળા ઉદ્ધરી,
રચિ પુષ્પમાળ વિશાળ જીનગુણ કંઠ મણિભાઇનેધરી.

# ઉપોદ્‌ઘાત.

પ્રિય વાચકવર્ગને જણાવવાની આજ્ઞા માગુછું કે વર્ત્તમાન વખતમાં દેશમાં નાટકનો બહુ પ્રચાર થવાથી લોકોને દીન પ્રતિદીન નાટક જોવાનો શોખ વધી ગયો છે, તેથી ઠામ ઠામ નાટકના રાગના ગાયનો ગાવામાં જનસમાજ ગુલતાન બનેલો જોવામાં આવે છે. પણ પ્રાચીન ગ્રંથકર્ત્તા મહાન્ પુરૂષોની ચમત્કૃતિ ભરેલી કૃતિઓ, અને રાગ રાગણીના સ્તવનોથી જે અનુભવ અને આનંદ પ્રાપ્ત થાય છે; તેમાંનો લેશમાત્ર આનંદ આધુનીક ગાયનોથી થતો નથી. પરંતુ અફસોસ "સમય વરતે તે સાવધાન" એ કહેવતને અનુસરી હાલના સમય પ્રમાણે વર્ત્તવું એ સૌથી સારી વાત છે.

હાલમાં શ્રીજીનેશ્વર ભગવાનની સ્તુતિની નાટકના રાગોમાં રચેલી ચોપડીઓ એકથી વધારે બહાર પડેલી છે; તે કોમળ વયના બાળકો મધુર સ્વરથી વાજીંત્ર સાથે ગાય છે; તેથી બાળક, યુવાન અને બુઢ્ઢા માણસોનું ધ્યાન તે તરફ ખેંચાય છે. પણ તેવી કેટલીક ચોપડીઓના જીનેશ્વર ભગવાનના સ્તવનોમાં નાટકને છાજતા શબ્દો અને આભાસ પડવાથી સજ્જન વર્ગને કેટલીક રીતે અરૂચી થાય છે, અને તેથીજ કેટલાક વિદ્વજનો અને સુજ્ઞ સજ્જનો તથા મારા ધર્મબંધુઓએ મને ફરમાશ કરી કે, આધુનીક લોકપ્રીય રાગોમાં એક પુસ્તક એવું થાય કે, જેમાં નાટકને છાજતા શબ્દો અથવા તેનો આભાસ નહીં લાવતાં,

માત્ર ભક્તિભાવ અને સંસારની અનિત્યતાનું સ્વરૂપ દેખા-
ડી, કાવ્યરચના સરલતા, મધુરતા, અલંકાર,હેતુ,યુક્તિ અને
પદસમાસ પૂર્વક રચાય તો ઘણું સારૂં, તેથી મેં બનતી કા-
ળજી રાખી આ લઘુ પણ અતિ મનોહર પુસ્તક રચ્યું છે.

અત્રે શ્રી જૈન સરસ્વતિ સભા મહા મુની રાજ-
શ્રીશ્રી૭ભ્રાતૃચંદ્રજી(ભાયચંદજી) મહારાજના આશ્રય ની-
ચે ઉત્પન્ન થએલી છે. એ મહાત્માના કૃપાપ્રસાદથી સ-
ભાના વિદ્યાર્થિઓએ પોતપોતાની મતિના અનુસારે પ્ર-
કરણાદિ શાસ્ત્ર સંબંધી સારો અભ્યાસ મેળવ્યો છે. હું
પણ તે સભાનો એક વિદ્યાર્થિ અને સેવક છું તેથી હું
તેમનો આભાર માનું છું દેવ ગુરૂ ધર્મના પ્રસાદથી
અને સરસ્વતિ માતાની પૂર્ણ કૃપાથી મારી અલ્પ-
મતિ છતાં પણ શ્રી જીનેશ્વર ભગવાનના ગુણ ગાઇ રસના
પવિત્ર કરી છે તેથી તેમાં કાંઇ ભૂલચૂક હોય તો શ્રોતાઓ
દરગુજર કરી સુધારીને વાંચશો એવી આશા રાખુછું.

આ પુસ્તક રચી જગતપ્રસિદ્ધ મહા મુનીરાજ શ્રી, શ્રી૭
વૃદ્ધિચંદ્રજી મહારાજના તીવ્ર બુદ્ધિવાન શીષ્ય પંડિત પ્ર-
વર મુનિરાજ શ્રી નેમવિજયજીને વંચાવ્યું છે અને તે
કૃપાળુ મુનિ મહારાજે આ પુસ્તકને માટે ઘણોજ ઊત્તમ
પ્રકારનો વિચાર ધરાવી મેં આપેલી તસ્દી દરગુજર કરી
છે તેને માટે હું તેઊ સાહેબનો મોટો આભાર માનુછું.

અમદાવાદ સંવત ૧૯૫૩ ના
શ્રાવણ શુદ ૨.

સેવક.
સાંકળચંદ પીતાંબરદાસ.
અમદાવાદ-રાયપુર સામળાની પોળ

# श्री जिन गुण पुष्पमाळा.

## મંગળાચરણ.

### માલીની છંદ.

અતિ પરમ દયાળુ, દેવનો દેવ સાચો,
જગ જન હિતકારી, તે પ્રભુ પાર્શ્વ જાચો;
મતિ રતિ નહિ મારી, કેમ વિસ્તાર પાવે,
ગતિ ગહન તમારી, જ્ઞાન ચક્ષુ દીપાવે.
કમઠ ધરણ જેને, છે સદા તુલ્ય ભાવે,
હરિ હરકત વારી, સો જરા મુક્ત થાવે;
જીન ગુણ અતિ ગુંથી, આ રચી પુષ્પમાળા,
પ્રભુ પદકજ વંદુ, જ્ઞાન આપો વીશાળા.

## શ્રી સરસ્વતી માતાની સ્તુતિ.

### ત્રોટક છંદ.

વિજયા વરદાઇ વિશાળમતી, કવિ કોવિદ પાવન હંસગતી.
કર દંડ વિણા સુગિરા વદતી, અભિવંદન શારદ માત સતી.
કવિરાજ કરે ગુણ ગાન ઘણા, કળિ કોઇ શકે નહીં તે ગણના.
અતિ શોભીત વાહન હંસતણું, પદમાસન શ્વેત વિશાળ ભણું,

મુનિરાજ સદા તુજ ધ્યાન ધરે, જય થાય ઘણો વિજયા સમરે.
કવિ ગ્રંથ રચે સ્તવના ઉચરે, તુજ નામ સુમંગળ આદિ વરે.
રસના કર પાવન માત સતી, શરણાગતને શુભ આપ મતી.
કર પુરણ ગ્રંથ સુભાગ્યવતી, અભરાભર પામર પાળ રતી.

---

## અથ શ્રી રીખવદેવ સ્વામીનું સ્તવન.

કંગનવા મેરા કરસેં સરક ગયારે, એ રાગ.

જીણંદા તોરા ચરણ શરણ કરીરે,
આદી જીણંદારે, આદી મુણંદારે, પરથમ પૃથ્વિના સ્વામી,
જગજનના અંતરજામી, જુગળાનો ધર્મ નિવારી ધારી નિતી
ખરીરે. જીણંદા.—૧
પણશત ધનુપેરે, કાયા કંચન દીસેરે, વનિતા નગરીના સ્વામી,
વંદે સુરનર શિર નામી, મરૂદેવા જાયા પાયા શ્રી કેવળશરીરે.-જી૦
જીનમુખ ચંદારે, દેખી આનંદારે, ઈક્ષ્વાંકુ વંશ દીણંદા,
સુનંદા સ્વામી વંદા, નાભી સુત મુરતી સુરતી મનમંદીરે ધરીરે.-જી
ભરતને સ્થાપીરે, નીજપદ આપીરે, જીનરાજ થયા નિરાગી,
ત્યાગિજગમાંવડભાગી,કેવળકમળાનાસ્વામીસામુજુવો જરીરે, જી૦
મુરતી તમારીરે, જગ જયકારીરે, મન મધુકર પદકજ વંદે,
ગુણગાયા સાંકળચંદે,જીનરાજ અમારા પાપો કાપો પ્રેમ ધરીરે.જી૦

---

## અથ શ્રી અજીતનાથ સ્વામીનું સ્તવન.

રાગ ધનાશ્રી.

વંદો અજીત જીણંદ, ભવી તમે વંદો અજીત જીણંદ,

જીતશત્રુ વિજયાના નંદન, મુખ પુનમનો ચંદ, ભવી તમે.
બોહોતેર લાખ પુરવનું આયુ, વિનતા નગરી નરીંદ. ભવી. ૧
ગજ લંછન લંછન નહીં જીનને, જગપતિ જગદા નંદ. ભ૦
ચોશત પચા ધનુષ પ્રમાણે, કાયા મૃગ મદ ગંધ. ભ૦ ૨
વિજય વિમાન થકી ચવિ આવ્યા, અભય થયો જન વૃંદ. ભ૦
જન્મમહોત્સવ સુરગિરી ઉપર, કરતા સકલ સુરિંદ. ભ૦ ૩
પ્રભુ મુખ ચંદ્ર નિહાળી વિકસે, મુજ મન શુભ અરવિંદ. ભ૦
કરૂણાસાગર સફળ બિરૂદ કરી, દ્યો અક્ષય સુખકંદ. ભ૦ ૪
જનમ મરણના સંકટ વારો, ટાળો ભવભય ફંદ. ભ૦
પદપંકજ મન મધુકર જંખે, સેવક સાંકળચંદ. ભ૦ ૫

---

## અથ શ્રી સંભવનાથ સ્વામીનું સ્તવન.

માઢ. ભાવથી કરીએ શાસ્ત્ર પુજા આજે. એ રાગ.

પ્રભુ અરજ સ્વીકારો, ભવજળ તારો, સંભવ જીન જયકાર;
ભક્તિ તરંગ હૃદયમાં પ્રગટયો, દર્શન દ્યો સુખકાર.-પ્રભુ.
વીનવું પરમ દયાળ, બાળની લેજયો સંભાળ;
તારક બિરૂદ કૃપાળ, સફળ કરો પ્રતિપાળ.-પ્રભુ૦ ૧
ધર્મધુરંધર ધીર, મોહ વિજય વડવીર;
દ્યો ભવસાગર તીર, ચરણ નમાવું શીર.-પ્રભુ૦ ૨
ભવ નાટકના કલેષ, વિધ વિધ ભજવ્યા વેષ;
પાર ન પામ્યો લેશ, દ્યો શુભ તત્વ પ્રવેશ-પ્રભુ૦ ૩

---

## અથ શ્રી અભીનંદન સ્વામીનું સ્તવન

સાંભળુ શાં બોલો તમારા રાણી. એ રાગ.

અભીનંદન જીન વંદન કરીએ, વંદન કરિને ભવજળ તરીએ;
લીલા લક્ષ્મી અક્ષય વરીએ, કરીએ, તરીએ, વરીએ, ભવીકજન
અભીનંદન જીન વંદન કરીએ.— ૧
સિધારથ માતાના જાયા, તાત પ્રભુના સંવર રાયા;
કપિ લંછન કંચનસમ કાયા, જાયા, રાયા, કાયા.–ભ૦ ૨
ત્રણ છત્ર તુજ શિરપર છાજે, સમવસરણ જીનરાજ બિરાજે;
વાંણી પાંત્રીસ ગુણ ગણુ ગાજે, છાજે, રાજે, ગાજે–ભ૦૩
ભવ ભ્રમણાનો ફેરો વારો, રંક ઉપર કરૂણા જો ધારો;
તારક બિરૂદ સફળ કરી તારો, વારો, ધારો તારો–ભ૦ ૪

---

## અથ શ્રી સુમતિનાથ સ્વામીનું સ્તવન.

ઝુલણા છંદ.

ચંગ રણરંગ મંગળ હુવા અતિ ઘણા. એ રાગ.

જગતમાં જાગતો જય પડહુ વાગતો, રાગ દ્વેષાદિ દોષો નિવાર્યા;
મોહ મહા યોદ્ધથી તત્વના બોધથી, જય કરી ભવ્યના વૃંદ તાર્યા;
તાપ ત્રિવિધે ટળે, જાપ જપતાં મળે, રિદ્ધિને સિદ્ધિ આવે ઉમંગે.
સુમતિપ્રભુઆપજયોકુમતિનેકાપજો,વ્યાપજોસુમતિજીનસર્વઅંગે;
રાગ દ્વેષે ભર્યો લોભ લાભે કર્યો, વિકટ વનમાં ફર્યો શિત તાપે.
વિષય કષાયને આઠ મદ ઠાઠમાં, કાઠીયા લાંઠીયાના ઉતાપે.
લાખ ચોરાશિના, ચક્ર મધ્યે ભમ્યો, વક્ર થઇને રમ્યો નાર સંગે;
સુમતિપ્રભુઆપજયોકુમતિનેકાપજયોવ્યાપજોસુમતિજીનસર્વઅંગે

નરક નીગોદમાં ગર્ભની ઓડમાં, ઉપન્યો ને ચવ્યો વાર વારે;
દેવ તિરીયંચને મનુષ ભવમાં ભમ્યો, જીવ નહીં વિરમ્યો કોઇ કાળે;
ભુખને દુઃખના ત્રાસ ઝાઝા સહ્યા, નહીં કહ્યા જાય રસના અભંગે;
સુમતિપ્રભુઆપજયોકુમતિનેકાપજયોવ્યાપજયોસુમતિજીનસર્વઅંગે;
સંત સંગત કરી શીખ શીરના ધરી, પરહરીલક્ષ્મિ પર પ્રાણ ખોવા;
કાપ મુજ પાપ પ્રભુ આપ સારી મતી, જાપ જપુ કર્મનો મેલ ધોવા;
સકલચંદેસ્તવ્યોસુમતિ જીનવિનવ્યો,તારજયોતાતજી આ પ્રસંગે;
સુમતિપ્રભુઆપજયોકુમતિનેકાપજયો,વ્યાપજો સુમતિજીનસર્વઅંગે

---

## અથ શ્રી પદ્મપ્રભુનું સ્તવન.

ઠુમરી—જલ ભરન જાત યમુનાકે ઘાટ.-એ રાગ.

પદ્મ પ્રભુના પદકજ વંદન ભવિક ભ્રમર બહુ આવતહેરે;
સંસાર સાગર પાર કરણકુ જીનપતિ ઝાઝ કહાવતહેરે. પ.
ત્રણ ભુવનકો નાથ નિરંજન મુક્તિરાજકો મહાવતહેરે;
રાગ દ્વેષને પ્રથમ નિવારી, વિતરાગપદ પાવતહેરે. પ. ૨
શરદ પુનમ શશિ જીનમુખ દેખી, લાજયો ક્ષીણતા લાવતહેરે;
કર્મ શત્રુથી વિજય મેળવી અરિહંત નામ ધરાવતહેરે. પ. ૩
ઘાતી કર્મનો ક્ષય કરિ પ્રભુજી જયોતસેં જયોત મીલાવતહેરે;
સાંકલચંદ શકલ ભવિમંડળ નિશદીન જીન ગુણ ગાવતહેરે. પ. ૪

---

## અથ શ્રી સુપાસનાથ સ્વામીનું સ્તવન.

ગયો કયાં છોડી મને દીલઝાન. એ રાગ.

અરજ સુપાસ પ્રભુ અવધાર, નથી કોઇનો જગમાં આધાર.

કરી કરૂણા ભવસાગર તાર, અરજ સુપાસ પ્રભુ અવધાર. ૧
ચાર ગતીના ચક્ર ભ્રમણમાં, ભટકયો વારંવાર;
તોપણ પત્તો કાંઇ ન લાગ્યો, કરો ગરિબની વ્હાર. અ. ૨
છ્ઽ્ત્ર દયા પ્રતિપાળ જીનેશ્વર, બિરૂદ ધરાવો સાર;
તો કેમ કરૂણા ન કરો સ્વામી, હું રઝળયો સંસાર. અ. ૩
અવિનાશી અકલંક સ્વરૂપી, અજર અમર પદ ધાર;
નિરાકાર નિરંજન જયોતી, આલંબન આધાર. અ. ૪
પદકજ મન મધુકર થઇ સેવે, સાંકલચંદ સવાર;
જૈન સભા કરજોડી માગે, તાર તાર પ્રભુ તાર. અ. ૫

---

## અથ શ્રી ચંદ્રપ્રભુ સ્વામીનું સ્તવન.

### માલિની છંદ.

જય જય જગ ત્રાતા, વિશ્વ વિખ્યાત દાતા;
પરમ ધરમ ધ્યાતા, સિદ્ધ બુદ્ધ ગવાતા. ૧
શરદ સુશશિ લાજે, ચંદ્ર જીન કાન્તી દેખી;
વદન મદન ભાળી, અંગ મૂકયું ઉવેખી. ૨
કરમ ભરમ ત્રોડી, પાર સંસાર પામ્યા;
અજર અમર ધામે, જન્મ મરણાદિ વામ્યા. ૩
સુરત વિરત તારી, રાગ દ્વેશાદિ વારી;
અજબ સુરત સારી, વિશ્વ કલ્યાણકારી. ૪
વિમળ કમળ પુષ્પે, અંગ આંગી બીરાજે;
મણિ મુગટ સુશોભા, સ્વામીને શીર છાજે. ૫

ચરણકમળ વંદે, ઇંદ્ર ચંદ્રાદિ દેવા;
જનમ મરણ વારી, આપજયો મુક્તિ મેવા. ૬
હૃદય જળધિ મધ્યે, ભકિત કલ્લોલ જાગે;
ભવિક ભમર રૂપે, પાદ કજ સેવ માગે. ૭

---

## અથ શ્રી સુવધિનાથ જીન સ્તવન.

વંદન કરીએ પ્રભુ તુજ ચરણમાં અમે. એ રાગ.

સુવધિનાથ શરણુ કરણ આવીયા અમે,
ચરણ કમળ અમર ભ્રમર રૂપ થઈ રમે;
સુવધિનાથ શરણુ કરણ આવીયા અમે;
દેવા, સેવા, મેવા, આપો મને આપ, જપુ જીન જાપ,
મટે ભવ તાપ, તારજો તમે, સુવધિનાથ શરણ૦
જુગિત, ભકિત, મુકિત, આપો શિરતાજ, ગરીબ નિવાજ,
નમું જીનરાજ, સકલ સુર નમે, સુવધિનાથ શરણ૦

---

## અથ શ્રી શીતળનાથ સ્વામીનું સ્તવન.

થયા છોરે પતિ તેજ પ્યારી તનના. એ રાગ.

પ્રભુ છોરે દીનવત્સળ શીતળ શીતળ જીનવર દેવ.
નંદા જાયા કંચન કાયા દ્રઢરથ રાયા નંદ;
બલિહારી, જઊં વારી, જયકારી, જીન તારી,
પ્રભુ પ્યારા અહનિશ મનવછિ તારા ચરણ કમળની સેવ. પ્ર.

મોહનગારી મુરતી તારી, મંગળકારી દેહ;
સુખકારી, અવિકારી, છબિ તારી, ઉર ધારી;
ત્હેં તાર્યા અગણિત નરનારી ભવ વારીર્યા સ્વયમેવ. પ્ર. ૨
જૈન સમાજ ભવિક જનમંડળ, માગે અવિચળ રાજ;
ઉદ્ધારો, ભવ તારો, દુઃખ વારો, અવધારો,
ગુજરામી ભદીલપુરના સ્વામી અંતરઝામી દેવ. પ્રભુ ૩

---

## અથ શ્રી શ્રીયાંસનાથ પ્રભુનું સ્તવન.

### મોહન મુખડાં બતલાનારે. એ રાગ.

પધારો પ્રભુ મન મંદિરીએરે,
અનુભવ રસ રંગ રેલ છેલ કરૂં, મન મંદિરીએરે,
શ્રી શ્રેયાંસ જીન જય પરમેશ્વર, અજર અમર પદવી જગદિશ્વર;
ભવિજન મનકજ કરે વિકસ્વર, દર્શન કરીએરે.–પધારો પ્રભુ. ૧
શાંત સુધારસ મુરતી સુંદર, પ્રણમે પ્રભુના પાય પુરંદર;
અંતરઝામી ધર્મ ધુરંધર, શીર કજ ધરીએરે–પધારો૦ ૨
ત્રણ ભુવનનો નાથ નિરંજન, મોહ વિજય કરિ કર્મ નિકંદન,
દોષ અઢાર રહિત ભયભંજન, વંદન કરીએરે.–પધારો૦ ૩
પુરવ પુન્ય પ્રતાપે મળિયા, જીનવર જપતાં દુઃખ્યાં દળીયાં;
પાપ તિમીર સવી દુરે ટળીયાં, ભવજળ તરીએરે– પધારો૦ ૪
ત્રીકરણ યોગે પુજા કરીએ, આતમ અર્પણ જીનપદ ધરીએ;
સંસાર સાગર ઝટપટ તરીએ, શાંત સુખ વરીએરે.–પધારો. ૫

---

## અથશ્રી વાસુપૂજ્ય સ્વામીની લાવણી.

પુરની શોભા કહું સાર, ઉર ધરિ પ્યાર, સુણો સૌ યારો. એ રાગ.

જય વાસુપુજ્ય જીનરાજ, હાથ તુજ લાજ, કાજ મમ સારો;
તુજ દાસ કરે પોકાર અરજ અવધારો;
મેં કર્યાં કઠોર કુકર્મ, ધરમનો મર્મ, લેશ નહીં જાણ્યો;
તુજ શિક્ષા ન ધરી કાન માન લેપાણો;
હું વિષયઅંધ મતિમંદ, પડયો ભવ ફંદ, દશા થઇ કેવી;
કરિ કુડ કપટ છળભેદ પ્રીયા પરસેવી,
પર નિંદા વિકથા કરી, શરમ નહીં ધરી, કર્યા કુવિચારો;
તુજ દાસ કરે પોકાર અરજ અવધારો. ૧
પર ધન હરવા પરપંચ, કરી બહુ સંચ, પરિગ્રહ જોડયો,
નિતી ધર્મ ઉલંઘી કુમત કુપંથે દોડયો,
તજી કુળાચાર વ્યવહાર, ધરી શિર છાર, અધમ મકલાયો;
મદ આઠ ઠાઠમાં મસ્ત બની છલકાયો.
જર જમીન જોરૂનું જોર, મગજમાં તોર, વધ્યો વિષ ક્યારો;
તુજ દાસ કરે પોકાર, અરજ અવધારો. ૨
પુરવ ભવ પુન્ય પસાય, મળ્યા જીનરાય, કળ્યા નહી દેવા;
સરવા તજી કુગુરૂ કુદેવ કરી મેં સેવા.
સમકીતનો તત્વ ન લહ્યો, ભારફુલ થયો બધે ભટકાયો.
બગલો થઇ જગને ઠગી -હૃદય મકલાયો;
તજી સદાચાર મરજાદ કર્યો નિખવાદ કષાય વધાર્યો,
તુજ દાસ કરે પોકાર અરજ અવધારો. ૩
ગતિ ચાર ચક્રમાં ભમ્યો, પરાભવ ખમ્યો, રમ્યો પરભાવે,

નીજ છીદ્ર ઉવેખી પર અવગુણમાં જાવે.
વિત્રવિત્ર ભજવ્યા મેં વેષ, તાપશીત કલેષ, સહ્યા ભવોભવમાં,
કેહેતાં નહી પામું પાર બળ્યો ભવદવમાં.
ભવ નાટકના બહુ પાઠ, ભજાવ્યા ઠાઠ, રહ્યો નહીં આરો;
તુજ દાસ કરે પોકાર, અરજ અવધારો. ૪
કરૂં વાર વાર પોકાર જગતપતિતાર હુવે થઇ ઝાઝી,
પ્રભુ જીવ દયા પ્રતિપાળ કીર્તિ રહી ગાજી.
શરણાગત રક્ષક નામ, ગાય ગુણ ગ્રામ, કરે સુર સેવા,
પ્રભુ પામરપાળ દયાળ તારજ્યો દેવા.
કરજોડે સાંકળચંદ જયો જીનચંદ, મરણભય વારો,
તુજ દાસ કરે પોકાર અરજ અવધારો. ૫

---

## અથશ્રી વિમળનાથ સ્વામીનું સ્તવન.

### રાગ રામગ્રી.

### વેદરભી વનમાં વલવલે. એ રાગ.

વિમળ વીમળ મતી આપજયો, કરી પ્રભુ સુપસાય,
વિમળ દૃષ્ટિ વૃષ્ટિ થતાં, પાપ પંક ધોવાય. વિમળ. ૧
મોહ મદીરા પાનથી, ભુલ્યો સયળ સંસાર;
છેદન ભેદન સંકટો, સહ્યાં જીવે અપાર. વિમળ. ૨
ગર્ભાવાસની વેદના, મળ મુત્ર નિવાસ;
મસ્તક નીચું રાખિને, પામ્યો દુઃખને વાસ. વિમળ. ૩
નરક નિગોદ વિશે ગયો, ભમ્યો ભવ કંતાર;
તાડન તર્જન કષ્ટનો, કેહેતાં નાવે પાર; વિમળ. ૪

દેવગતી પુન્યે મળી, કર્યો વિષય વિનોદ;
તત્વ વાત જાણી નહીં, રાગ રંગ પ્રમોદ. વિમળ. ૫
નરભવ ઊત્તમ યોગથી, પામ્યો છું જગનાથ;
દસ દ્રષ્ટાંતે દોહિલો, મળયો પામર હાથ. વિમળ. ૬
આર્યક્ષેત્ર ઉત્તમ કુળે, પામ્યો જન્મ માહારાજ;
વિષયઅંધ મતી મંદથી, કર્યું વિપ્રીત કાજ. વિમળ. ૭
રાગ દ્વેષ રિપુ બે મળ્યા, મળ્યા ચાર કષાય;
આઠ મદે ઘેર્યો મને, લુટ્યો ભવ રણમાંય; વિમળ. ૮
આશા ઊમ્મર જેવડી, તૃષ્ણાનો નહીં પાર;
જીવવું થોડું જગતમાં, ઘણો કરવો પ્રચાર. વિમળ. ૯
નિરાગી તું સાહેબો, હું તો રાગી અનાથ;
કરૂણાનિધી કરૂણા કરી, ગ્રહો સેવક હાથ વિમળ. ૧૦
દાયક આગળ યાચતાં, નહી યાચક લાજ;
ભારતિ બાળ કૃપાનિધિ, આપો અક્ષય રાજ. વિમળ. ૧૧

---

## અથશ્રી અનંતનાથ સ્વામીનું સ્તવન.

હોરી. શામરે મત ડારો પીચકારી. એ રાગ.

અનંતજીન જઉં બલિહારી, બલિહારી તોરા ચરણ કમળની,
શરણ કરણ છબિ સારી, તારણ તરણ નિવારણ ભવ ભય;
મોહ વિજય અવિકારી, જગત ગુરૂ જય જયકારી. અ૦ ૧
શાંત સુધારસ સરસ છબિલી, મુરતી મંગળકારી,
સકલ સુરાસુર સેવીત જીનપતી, ત્રીભુવન જન ઉપગારી;

ગાઊં તુંજ ગુણ લલકારી. અનંત જીન૦ ૨
અજબ બની આંગી પ્રભુ અંગે, મુગટ મણી શીર ધારી;
હાથ બિજોરૂ બાંહ્ય બેરખા, બાજુબંધ મનોહારી;
છત્ર ત્રણ શીરપર ભારી, અનંત જીન૦ ૩
મોગર લાલ ગુલાબ માલતી, ચંપક કેતકી સારી;
માળ ઠવું મારા જીનજીને કંઠે, હૃદય કમળ મળ વારી,
કરત નૃત થેઇ થેઇકારી, અનંત૦ ૪
કરમ નિકંદન ભવભય ભંજન, વંદે સુર નર નારી.
ભારતિ શિશુની અરજ સ્વિકારી, દ્યો ભવ જળધિ ઉતારી,
સકલચંદ પ્રણમે સવારી. અનંત૦ ૫

## અથશ્રી ધર્મનાથ સ્વામીનું સ્તવન.

થયાછોરે પતી તેજ પ્યારી તનના, એ રાગ.

જયકારી પ્રભુ ધરમ જીનેશ્વર, પરમ ધરમ દાતાર;
સુખદાતા જગત્રાતા શાતા, કર મમ દેવ દયાળ;
જયવંતા, ભગવંતા, ગુણવંતા, અરિહંતા,
કાપો મુજ પાપો આપો અવિચળ સુખ, કરિ ભવજળ પાર. જ૦
કરમ મરમના ભરમ નિવારો, ધરમ ધુરંધર દેવ;
અવધારો, ભયવારો, ઉદ્ધારો, જીન તારો,
પ્રભુ કાજ સુધારો વિજય વધારો, ભારતિ શિશુ જયકાર. જ૦

---

## અથશ્રી શાંતિનાથ સ્વામીનું સ્તવન.

કયાંથી આ સંભળાય, મધુર સ્વર કયાંથી. એ રાગ.

ઉતારો ભવપાર શાંતિજીન, ઉતારો ભવપાર. એ ટેક.

નર ભવ પામી કામી ક્રોધી, હાર્યો ભવ આધાર;
રાગ દ્વેષ રિપુ દળમાં પેઠો, ન લહ્યો તત્વ લગાર. શાંતી.૧
ફટ ફટ હૈયા નફટ કપટ કરી, તરીએ કયમ સંસાર,
ડુબ્યો ભવસાગરમાં શેવક, બાંહ્ય ગ્રહીને તાર. શાંતી. ૨
વિષય અંધ મતી મંદપણાથી, પર રમણીપર પ્યાર;
બગપરે ઠગ થઇ જગને ધુતી, કીધો કેર અપાર. શાંતિ. ૩
હું અનાથ તું નાથ કૃપાળુ, સઘળો તુંજ આધાર;
રંક ઉપર કરૂણા કર સાહિબ, દાસ કરે પોકાર. શાંતી. ૪
અર્પો આતમ મેલ નિવારી, જીન ચરણે ચીત ધાર,
રાગ દ્વેષનો વિજય કરો તો, પામો ભવજળ પાર. શાંતી. ૫

---

## અથશ્રી કુંથુનાથ સ્વામીનું સ્તવન.

રે ના બોલો આવિ વાત એ રાગ.

વશિ ઉર ભક્તિ કુંથુનાથ, જુક્તિથી મુકિત સાધી, વશી.
જડ કર્મ નિકંદન વીર, ભવ તાપ નિવારણ નીર,
જય ધર્મ ધુરંધર ધીર, જય ધર્મ ધુરંધર ધીરરે,
ઉર ભકિત કુંથુનાથ, વશિ ઉર ભકિત કુંથુનાથ. જુ૦

સાખી.

મિથ્યા તિમીર હઠાવવા, કરવા જ્ઞાન વિકાશ;
ભવિજન મન કજ બોધવા, અભિનવ ભાનુ પ્રકાશ.
જુકિતથી મુકિત સાધી, વશિ ઉર ભકિત કુંથુનાથ;
ગતિ ચાર નિવારી નાથ, મેળવ શિવપુરનો સાથ.
ભવ બુડતાં ઝાલો હાથ, ભવ બુડતાં ઝાલો હાથરે. ઉર ભ૦

## અથશ્રી અરનાથ સ્વામીનું સ્તવન.

આવો આવોને સરવ મળી જીન ગુણ ગાવો. એ રાગ.

ધ્યાવો ધ્યાવોને ભવિક મળી અરજીન ગાવો,
કેસર સુરખ રંગ, કસ્તુરી બરાસ સંગ, જીનજીને ચોળી અંગ;
ભકિત ઉર ઉભરાય. આનંદ થાય, અઘ મળ જાય, જપતાં,
દેખિને પ્રભુ મુખ ચંદ્ર ચકોર ચીત લ્હાવોને હયો ભવ લ્હાવો.
ધ્યાવો ધ્યાવોને ભવિક મળી અરજીન ગાવો. ૧
કંસ તાળને મૃદંગ, સુર ત્રિણાનો અભંગ, ગાન તાન એક રંગ,
નાચે થેઇ થેઇકાર, ગાય નરનાર, જીન દરબાર માંહી,
આવિને ચંદ ઇંદ્ર વૃંદ નરિંદ ગુણ ગાવો ન ફીર ભવ પાવો. ધ્યા૦
જાઇ જુઇ અંગ રંગ, બેરંગી ગુલાબ ચંગ, માલતી મોગર સંગ,
ગુંથી ફુલની માળ, ભારતિ બાળ, કંઠ વિશાળ જીનને,
ધરી આનંદકંદ અંગ ઉમંગ રંગ લાવોને શિવ સુખ પાવો. ધ્યા૦

---

## અથ શ્રી મલ્લીનાથ સ્વામીનું સ્તવન.

દેખ્યા ભાઇ દુખના દાહાડા હો, એ રાગ.

મલ્લીજીન પાર ઉતારોરે, મલ્લીજીન પાર ઉતારો,
મુજરો જીનપતી મારો માની લીજીએ,
ભવોદધિ બુડતાં તારોરે, ભવો દધિ બુડતાં તારો,
મુજ કરૂણા રસ અમૃત પ્રેમે પીજીએ,

સાખી.

ભવ ચક્રમાં સાથે ભમ્યા, સુખ દુખ સાથે અનુભવ્યાં,
પુન્ય બળથી પ્રભુ થયા, મ્હેં ચાર ગતિ સંકટ સહ્યાં,

પ્રીતે મળ્યા હેતે હળ્યા, તો બુડતાં તારો તમે,
જગ તાત કરૂણા કીજીએ, ભવ કુપમાં પડીયા અમે. મ૦ ૧
સંસારના કંતારમાં, ભુલો પડયો રખડયો પ્રભુ,
નહી નીર પામ્યો તીર પામ્યો, કીચ ભવ પડિયો વિભુ,
પાપો કર્યાં દ્રઠયો હર્યાં, વળિ કૃત્ય કુડાં મેં કર્યાં,
નિજ બાળ જાણી માફ કરજયો. તાપ સૌ હરજયો પરા. મ૦ ૨

## અથ શ્રી મુનીસુવ્રત સ્વામીનું સ્તવન.

હરીગીત છંદ.

દેવાધિ દેવા ચરણુ શેવા નીત્ય મેવા આપજયો,
દુરવાર આ સંસારના કંતારનું દુખ કાપજયો;
જીનરાજ જગ શિરતાજ ગરિબનિવાજ લાજ વધારજયો,
મુનિસુવ્રત સ્વામી મ્હેર કરિ સંસાર સાગર તારજયો. ૧
કરિ કર્મ રિપુ ચકચુર જય ભરપુર ભવ રણમાં કરે,
જઇ મુક્તિ નગરે રાજ્ય સ્થાપ્યું જય પતાકા ફરફરે;
જીન તરણ તારણ ભય નિવારણ જન્મ મરણ નિવારજયો,
મુનિસુવ્રત સ્વામી મ્હેર કરિ સંસાર સાગર તારજયો. ૨
શકુનિક વિહારે ધામ ભારે ભ્રગુપુરે ભગવંતની,
બહુ શંઘ આવે ભકિત ભાવે યાત્ર આ અરિહંતની;
જીન જાપ જપીએ પાપ ખપીએ આધિ વ્યાધિ વીડારજયો,
મુનિસુવ્રત સ્વામી મ્હેર કરિ સંસાર સાગર તારજયો. ૩
હે દેવ પરમ દયાળ પામર પાળ અરજ સ્વિકારજયો,
દ્યો સુમતિ સારી કુમતિ વારી કૃતિ અમારિ સુધારજયો;

તુજ દાસ સાંકળચંદ આ શુભ છંદ સ્તુતિ અવધારજયો,
મુનિસુવ્રત સ્વામી મ્હેર કરિ સંસાર સાગર તારજયો. ૪

## અથ શ્રી નમીનાથ સ્વામીનું સ્તવન.

રાગ માઢ. મારી નિર્મળ પ્રાણની પ્યારિને, એ રાગ.
નમિનાથ પ્રભુને નિરખીને હું હરખ્યું રે હો આજ,
ખોટ ખજાને ન મળે સાહિબ, અભરાભર ભંડાર,
દાયક બિરૂદ ધરાવો જગમાં, યાચક કરે પોકાર,
પાય લાગું માફી માગું, લાજ મારી રાખોજીનંદ. નમી. ૧
અભિનવ જ્ઞાન દિવાકર નિરખી, હૃદય કમળ વિકસાય,
ભક્તિ તરંગ ઊછંર્યો જે અંતર, તે કયમ કરિ શરમાય,
બાળની સંભાળ લેજો વારી ભવ ભય ભીડ, નમીનાથ૦ ૨
જનમ મરણનો ફેરો વારો, ટાળો ભવ જંજાળ,
કર્મ રિપુ ભવરણ સંહારો, પામર પાળ દયાળ,
ભારતિ શિશુની અરજ સ્વીકારી આપો મુક્તિ રાજ, નમીનાથ ૩

## અથ શ્રી નેમનાથ સ્વામીનું સ્તવન.

પ્રેમનો કોલ દીજો રાજકુમાર એ રાગ,
નેમ પ્રભુ યદુ કુળના શણગાર, મારા પ્રીતમ પ્રાણઆધાર,
તમને કરગરૂં વારંવાર, નેમ પ્રભુ. એ ટેક,
રાજુલ સતી શિરોમણીરે, ઓલગ કરે અપાર;
નેમ નગીના નવ ઘટેરે, પરહરવી નીજ નાર, નેમ૦ ૧
તોરણથી રથ ફેરવોજી, પશુનો સુણી પોકાર,
નવ ભવ નેહ નિવારીયોરે, નહીં જાદવ આચાર, નેમ૦ ૨

રંગ રસીલા સાહેબારે, મમ હૈયાના હાર,
છેલ છબિલા છેડલોરે, છોડું નહીં નિરધાર, નેમ૦ ૩
વિરહ પડયો ક્ષણ કંતનોરે, ખટકે કલ્પ સમાન,
રશિયા ઉર વશીયા પ્રભુરે, ક્ષણ નવ ચુકું ધ્યાન, નેમ૦ ૪
અબળા પર કરૂણા કરોરે, નાથ સબળ આધાર,
બ્રહ્મચારી યદુનાથજીરે, સુણો પ્રિયા પોકાર, નેમ૦ ૫
હાથ ન ઝાલયો ચોરીમાંરે, તો શીર પર દ્યો હાથ,
દીક્ષા શિક્ષા આપિનેરે, મેળવ શિવપુર સાથ, નેમ૦ ૬

---

## અથ શ્રી પાર્શ્વનાથ સ્વામીનું સ્તવન.

આ શું આંસું કે ચોમાસું આવ્યું આંખમાં. એ રાગ.

સુખકર શંખેશ્વર જગદિશ્વર દેવ દયાળ છો,
ભાગ્ય વિશાળ કૃપાળ જીનેશ્વર પામરપાળ છો, એ ટેક.
વામા નંદન ચંદન ચરચી, વંદન કરીએ આજ,
શીવસુખ દાતા ત્રિભુવન ભ્રાતા, આપો અવિચળરાજ. સુ. ૧
શ્રીપતિએ સંભાર્યા સ્વામી, પ્રગટયા પારસનાથ,
જરા નિવારી વિજય વધારી, જાદવ કર્યા સનાથ, સુખ૦ ૨
શંખનાદ કરિ શંખેશ્વરજી, બિરૂદ ઠવે નર રાય,
સ્વર્ગ મૃત્યુ પાતાળ પ્રભુજી, ચિરંકાળ પુજાય, સુખ૦ ૩
વંધ્યાને ઘર પુત્ર પારણું, દીન ઘર લક્ષ્મિ નિધાન,
અંધ નેત્ર નવ પલ્લવ પ્રગટે, ધરે પ્રભુનું ધ્યાંન, સુખકર૦ ૪
નામ સ્મરણથી રોગ શોગ ભય, ઉભય વર્ગના જાય,
સાંકળચંદ સમાજ સરસ્વતિ, હરખે જીન ગુણ ગાય સુખ.

## અથ શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

શીદ કલ્પાવો સતાવો હું છું રંક જરા જુવો, એરાગ.

વીર મ્હેર કરો ઉદ્ધારો તારો પામર પાલક ધારક શ્રી જગનાથ,
સુખકારી, દુખહારી, નિરધારી જીનતારી વિસ્તારી કીર્તિ હે નાથ;
જય જય શ્રી જીન ભવ ભય ભંજન વંદન જોડીને હાથ, વી. ૧
હરખીને નિરખો મ્હેં પરખો ન સરખો મુરતી તુજ સમ શાંત,
ત્યાગી નિરાગી શોભાગી વૈરાગિથી લાગી લય એકાન્ત. વી. ૨
અશરણ શરણ હરણ ભય તારણ તરણ દયાળુ મહારાજ.
તારક મોહ નિવારક ધારક વારક સંકટ શ્રી જીનરાજ, વી૦ ૩
આધિ ઉપાધિની વ્યાધિ વધારી ન કીધી સમાધી લગાર,
આદિ અનાદિથી સાધાન શાદિને વાદિથી વાદ વધાર્યો અપાર.વી.૪
શેતાની મસ્તાની નાદાની અજ્ઞાની બગડ્યાની હું છું અનાથ,
ધ્યાની વિજ્ઞાનીને દાની અમાની તું રંક ઉપર કરૂણા કરનાથ.વી. ૫

## ઇતી શ્રી ચોવીશી સમાપ્ત.

---

## अथ छुटक स्तवनो तथा आत्म प्रबोध.

( ૬૭ )

સૃષ્ટિમાં અમૃત વૃષ્ટિ, આજતો વર્ષી રહી, એ રાગ,
પાસજી સુદૃષ્ટિ વૃષ્ટિ, આજતો ઝાઝી થઇ,
મુડવાજી મ્હેર કરી, પાપ પંક ગયો વહી, પાસજી ૧
પ્રસન વદન શાંત છબિ, ઇંદુ સમ કાન્તી ભઇ,
તેજ ભાળી ભાનુ લાજ્યો, અસ્ત ગતી વેગ લહી, પાસ. ૨

રૂપ દેખી કામદેવે, વપુ ત્રિવેખ્યું લાજ ગ્રહી,
ભક્ત નીકર બ્હાર સ્વામી, કીર્તિ જગ ગાજી રહી; પાસજી. ૩
નામથી શુભ કામ સીઝે, ધવળ મંગળ થાય સહી,
રિદ્ધિ સિદ્ધિ વૃદ્ધિ બુદ્ધિ, સંપદા સૌ થાય મહી. પાસજી૦ ૪
આજતો આનંદકંદ, પાસજીની ભેટ થઇ,
લીલાલ્હેર લીલાલ્હેર, વિશ્વમાં વ્યાપી રહી, પાસજી૦ ૫

---

( ૨૮ )

નટવર થેઇ થેઇ વસંત આજ નાચી રહ્યો, એ રાગ.

શ્રી જીનચંદ્ર સજન વૃંદ આજ નાચી રહયો,
નાચી રહયો રંગ રાચી રહયો, શ્રી જીનચંદ્ર,

સાખી

થનક થનક તાથેઈ કરી, ઠમકે ભુતળ પાય,
તાળી લેઇ ફુદડી ફરે; ભવનો ફેરો જાય,
કંસ તાળને મૃદંગ અંગમાં ઉમંગ રંગ,
વાગે છે વિણા સુવૃંદ રાજી થયો, નાચી રહો રંગ ૧

સાખી.

સુરવર નંદીશ્વર કરે, અઠ્ઠાઇ મ્હોત્સવ સાર,
નાટક નવ રંગે કરી, વરતાવે જયકાર,
ભવિ જન્ન મન્ન વિકસે ભાવ, સ્તવન ઉચ્ચરતાંરે,
રાવણ જીન પદ લહે સાર, નાટક કરતાંરે,

સાખી.

કેસર ચંદન ઘન ઘશી, ચરચ્યું અંગ વિશાળ,

માલતિ મોગર પુષ્પની, જીન કંઠે ધરૂં માળ,
પુષ્પની સુગંધ અંગ ધુપ દીપનો પ્રસંગ,
રંગ રાગ ગાન તાન ગાજી રહયો, નાચી રહયો રંગ. ૨

---

( ૨૯ )

જય જય જય કૌસંબી નૃપતી, જસ વાગ્યો દેશ વિદેશ એ રાગ.
જય જય જય વનિતા નગરી, સ્વામી પ્રણમુ રીખવ જીનેશ;
વંદે પાય પુરંદર ધર્મ ધુરંધર સારે શેવ સુરેશ, જય જય જય,
જીનરાજ.........જગતાજ......
પ્રસન્ન વદન મદન કાન્તી, પામરના પરમેશ,
જુક્તિથી ભક્તિ કરૂં ભલી ભાતે, દો મુકિત વિશેષ,
ભવના નાટકમાં ભટકીને વિધ વિધ ભજવ્યા વેષ,
શેવક જાણી કાપ કૃપાળુ ભવ દાવાનળ કલેષ, જય જય જય,
મહારાજ.........કરો સાજ.
ચરણ કમળ ભ્રમર થઇને શરણે રહું હંમેશ,
જન્મ જરા મરણાદિ વારો માગું પ્રભુ આદેશ,
પદ પંકજ પ્રણમું પ્રભુ અહનિશ જયવંતા ઋશભેશ,
આપનો બાળ કૃપાળ દયાળુ માગે તત્ર પ્રવેશ, જય જય જય.

( ૩૦ )

જા હવે રાખ મુખ નવ ભાખ એ રાગ.
જય જગનાથ, ઝાલી હાથ, શિવપુર સાથ, મેળવ તાન,
દુર કર પ્રભુ મમ અધમ કૃતી, દો સુમતી, હૃદય રતી,
પ્રભુ તું દયાળ, બાળને સંભાળ,

દુરવાર, સંસાર, નિસ્તાર, ભવપાર, કરનાર તું,
જય જગનાથ ઝાલી હાથ શિવપુર સાથ, મેળવ તાત,
દુર કર પ્રભુ મમ અધમ કૃતી, ધ્યો સુમતિ, રહ્ય રતી,

---

( ૩૧ )

કર કરૂણા જગનાથ ગરિબપર કર કરૂણા જગનાથ એ રાગ.
શ્રી ચિંતામણ પાસ, આશાપુર શ્રી ચિંતામણ પાસ,
અરજ કરે અરદાસ, આશાપુર શ્રી ચિંતામણ પાસ,
ચીંતામણજી ચીંતા ચુરો, મન ઇચ્છિત વંછીત સૌ પુરો,
રાગ દ્વેષ વૈરી ચકચુરો, તું અભિનવ સુરતરૂ અંકુરો,
પ્રગટયો જ્ઞાન દિવાકર શુરો,(ગદ્ય) હે તાત મારા પાપ માફ કરો.
ટાળો કુમતિ કુવાસ અનાદિ ટાળો કુમતિ કુવાસ. શ્રી. ૧
વામા નંદન પાપ નિકંદો, અશ્વસેન સુત પુનમ ચંદો;
ઇક્ષ્વાંકુ શુભ વંશ આનંદો, અહિ લંછન ચરણે સુખકંદો,
પાર્શ્વનાથ પદ પંકજ વંદો, (ગદ્ય) તારૂં ધ્યાન મહા મંગળીક છે
આપો અચળ નિવાસ,સદા શુભ આપો અચળ નિવાસ.શ્રી ૨
આપતિ ને પડી ભીડ અપારી, ન્હવણ થકી ત્હેં જરા નિવારી,
કમઠ ધરણ સમતુલ્ય તમારી, રોષ તોષ નહીં કર્યો લગારી,
વિતરાગ પદ પામ્યા ભારી, (ગદ્ય)તારા નામથી મહાભય ટળે છે.
કર શુભ જ્ઞાન પ્રકાશ, પાસજી કર શુભ જ્ઞાન પ્રકાશ શ્રી. ૩
ભવ ભય ભંજન ભીડ નિવારો,અજર અમર અઘઓઘ વિડારો,
રંક ઉપર કરૂણા જો ધારો, ભવજળથી સેવકને તારો,
ચાર ચોરના ભયથી વારો, (ગદ્ય) સનમુખ જો સેવક કરગરે છે.

જનમ મરણનો ત્રાસ નિવારો જનમ મરણનો ભાસ. શ્રી. ૪
રાજપુરે જીનરાજ બિરાજે, શામળીયો મન મંદીર ગાજે,
ત્રણ છત્ર શીર ઉપર છાજે, ભામંડળ પ્રભુ પાછળ રાજે,
દેવનો દેવ સકળ શીર તાજે, (મહારાજ મને તારો હું કુબુધ્ધ)
સભા સરસ્વતિ આશ, પુરો પ્રભુ સભા સરસ્વતિ આશ. શ્રી. ૫

( ૩૨ )

## અથ શ્રી મુડેવા પાર્શ્વનાથનું સ્તવન

રેના બોલ્યા આવિ વાત એ રાગ

નમું મૂડેવા પાર્શ્વનાથ, ભક્તિથી પાય લાગું, નમું
જિન સાસનના શણગાર, ઉતારો ભવ જળ પાર,
કેવળ કમળા ઉર હાર, કેવળ કમળા ઉર હારરે, મુડેવા.

સાખી

પુરિશાદાણી પાસજી, પામરપાળ દયાળ,
અશરણ શરણ નભાવજો, ટાળો ભવ જંજાળ;
ભકિતથી પાય લાગુ, નમુ મુડેવા પાર્શ્વનાથ,
જીન ત્રિભુવન તિલક સહાય, પ્રણમે સાંકળચંદ પાય,
સરસ્વતિ સભા ગુણ ગાય, સરસ્વતિ સભા ગુણ ગાયરે,
મુડેવા પાર્શ્વનાથ ભકિતથી પાય લાગું, નમુ મુડેવા પાર્શ્વનાથ

---

( ૩૩ )

## અથ શ્રી નેમનાથજીનું સ્તવન.

તાલ દીપચંદી-મોહોલે પધારો મહારાજ, એ રાગ.

સુણો નેમ પિયા પોકાર, અરજ તુમ દાશી ઉચ્ચારે,

મારા પ્રાણ જીવન આધાર, અરજ તુમ દાશી ઉચ્ચારે;
પ્રભુ યદુકુળના શણગાર, અરજ તુમ દાશી ઉચ્ચારે,
નેમ નગીના નવ ઘટે, પરહરવી નીજ નાર.
તોરણથી રથ ફેરવો, નહી જાદવ કુળ આચાર. અરજ. ૧
નવ ભવ નેહ નિવારીયો, પશુનો સુણી પોકાર;
જીવ દયા પ્રતિપાળછો, ધરિ સ્નેહ કરો સ્વિકાર.અરજ. ૨
નાથ સબળ છો જગધણી, હું અબળા નિરધાર;
કરૂણા કયમ આણો નહીં, પ્રભુ કરગરૂં વારંવાર. અરજ. ૩
બ્રહ્મચારી યદુનાથજી, નિરાગી ભગવાન;
રાગવશે રંગાય નહીં, હું તો ભુલી ગઇ નિજ ભાન. અ. ૪
હાથ ન ઝાલ્યો ચોરીમાં, તો શિરપર ઘો હાથ,
અરજ સુણો મમ સાહેબા, શુભ દિક્ષા ઘો જગનાથ. અ. ૫
રાજુલ સતી શિરોમણી, પ્રભુ પાસે વ્રત લીધ;
ભ્રાન્તિ શિશુ પ્રણમે સદા, થયાં દંપતીઅંતે સિદ્ધ. અ. ૬

---

( ૩૪ )

## અથશ્રી શાંતિનાથ સ્વામીનું સ્તવન.

પામ્યો પામ્યો પદમણી આવી હો. એ રાગ.

દીઠા દીઠા જગત ગુરૂ દેવહો, પ્રભુ શાંતિ જીણંદ જયકારી,
શાંત સુધારસ છે છબિ તારી, મનહર મુરતી મોહનગારી,
તારો તારો વિભો ભવ વારીહો. પ્રભુ શાંતી. ૧
ધર્મ ધુરંધર ધાર છબીલો, સ્યાદવાદ શુભ પક્ષ રંગીલો;
જગ સ્વામી જગત ઉપગારીહો. પ્રભુ શાંતિ. ૨

ચોત્રીસ અતિશય પ્રભુને છાજે, વાણી પાંત્રીસ ગુણ ગણગાજે;
ભાવે ગાવે સભા જૈન સારીહો, પ્રભુ શાંતિ. ૩

( ૩૫ )

## અથશ્રી માહાવીર સ્વામીનું સ્તવન.

પ્રેમનો કોલ દીજો રાજકુમાર એ રાગ.

જગત ગુરૂ જય જય શ્રી મહાવીર, પ્રભુ ધર્મ ધુરંધર ધીર,
ઉતારો ભવજળ તીર, જગત ગુરૂ જય જય શ્રી મહાવીર;
સાસન નાયક તું વડોરે, જગમાં શ્રી મહાવીર,
ભવ રણ રંગ રચી કર્યોરે, મોહ વિજય વડવીર. જગત૦ ૧
સમવસરણ પ્રભુ દેશનારે, મધુર ધ્વનિ મલ્હાય,
સારસ સુધારસ સીંચતાંરે, ભવિજન મન વિકસાય. જ૦ ૨
ભવ દવ તાપ સમાવવારે, શ્રી વીર નિરમળ નીર;
કર્મ રિપુ સંહારવારે, મહા મલ્લ મહાવીર. જગત૦ ૩
પતિત જન પાવન કરેરે, બાંહ્ય ગ્રહી જગતાત;
શેવક કરજોડી કહેરે, વાત સુણો એકાન્ત. જગત૦ ૪
કરૂણા સાગર તારજોરે, કરિ કરૂણા જગનાથ;
જૈન સભા ભવિ વૃંદનેરે, બુડતાં ઝાલો હાથ. જગત૦ ૫

---

( ૩૬ )

## અથશ્રી ધર્મનાથ સ્વામીનું સ્તવન.

તાતનો ભરૂંસો નથીરે, મનેરે મારા તાતનો. એ રાગ.

ધરમ જીણંદ ભજોરે, ચેતન પ્યારા, ધરમ જીણંદ ભજોરે.
ધ્યાન સુધારસ પાન કરીને, ગાન અજ્ઞાન તજોરે. ચેતન૦

ધરમ જીનેશ્વર સાહેબો, પરમ ધરમ દાતાર;
કરમ મરમ વેધક પ્રભુ, જીન સાસન શણગાર. ધરમ. ૧
મોહ મહા મહી યોદ્ધથી, ઘોર કરી સંગ્રામ;
ભવ રેણુ રંગ વિજય કરી, પામ્યા અક્ષય ધામ. ધ૦ ૨
શરણાગત રક્ષક પ્રભુ, ભવ સાયરમાં ઝાઝ;
દુર્ગતિ પડતા પ્રાણિને, આલંબન જીનરાજ. ધરમ૦ ૩
જાપ જપે તુજ નામનો, ખપે પાપ ચિરકાળ;
ધ્યાન ધરે મતિમાન જે, તસ ઘર મંગળમાળ. ધ૦ ૪
જય કર જૈન સમાજનો, કાજ સુધારો નાથ;
સકલ ભવિકજન વૃંદને, મેળવ શિવપુર સાથ. ધ૦ ૫

( ૩૭ )

રાખીયો નીજ નિજ નિતી ધર્મ સદા સંભાળીયેરે, એ રાગ.
જય જય વામાનંદન પાપ નિકંદન પાસજીરે,
ચંદન ચરચી વંદન કરીએ આપણુ આજ;
ભવ ભય ભંજન જન મન રંજન દેવ દયાળ છોરે,
ધારક દુર્ગતિ પડતા જનને તારક ઝાઝ;
ભવિજન ભાવે ભજીએ શ્રી ચિંતામણુ પાસજીરે.
શાંત સુધારસ સીંચતી, મનહર છબિ મહારાજ;
પ્રસન વદન મદનાકૃતિ, સમે ફણી શીરતાજ.
સજજન મન કજ વિકસે જીન મુખ ચંદ્ર નિહાળતાંરે,
નિરાગી ત્યાગી વડભાગી શ્રી જીનરાજ. ભવીજન. ૧
કમઠ ધરણપર સમવૃતિ, રોષ તોષ નહીં થાય,
વિતરાગ પદ પામતાં, દ્વેષ રહ્યો નહીં છાંય.

પડિ ભીડ ભારી જાદવ જરા નિવારી સાહુબારે,
કરૂણા સાગર ગુણ મન ગાગરમાં નહીં માઇ. ભ૦ ૨
આધિ વ્યાધિ ઉપાધિથી, રઝળયો કાળ અનંત,
તત્વ ન પામ્યો તાતજી, લહ્યો ન ભવદધિ અંત.
પાર ઉતરવા તરવા સેતુ હેતુ તું વડારે,
શીવ સુખ આપો કાપો પાપ અમાપ ભદંત. ભવી૦ ૩
નામ સ્મરણ સુખ સંપજે, દર્શનથી દુખ જાય;
જીન ચરણાંબુજ શેવતાં, મંગળ ધવળ ગવાય.
રોગ જવલન જલ વિષધર ચોરારિ ગજ ભય ટળેરે,
વંદો પુરિશાદાણી પરમ પુરૂપના પાય. ભવી૦ ૪
રાજપુરે જીનરાજ તો, સૂરનર શેવે પાય;
ચિંતામણ ચિંતા હરે, રોગ શોગ ભય જાય.
ભવ ભ્રમણાની ભીડ મટી ભેટ્યા ભગવાનનેરે,
સાંકલચંદ સરસ્વતિ સભા સદા ગુણ ગાય. ભવી૦ ૫

---

( ૩૯ )

વટ સાવિત્રી વ્રત આજ પુરણ કરીયેરે, એ રાગ.

તારો તારો રીખવ જીનરાજ, ભવજળ તારોને,
દીન વત્સળ ગરિબ નિવાજ, વ્યાધિ વિડારોને;
શિવ રમણીના શીરતાજ, કુમતિ નિવારોને,
આપો શુભ અવિચળ રાજ, લાજ વધારોને.
નાભીના નંદન શેવીએ સદા,
મારૂદેવા માત મલ્હારરે;
પાપ નિવારી જીનરાજ તારીએ,

તાપ ત્રિવીધનો નિવારજયો વિભુ.
સારોને શેવક સારરે,
પાપ નિવારી જીનરાજ તારીએ. તારો તારો. ૧
આંગીઓ અજબ બની પ્રભુ અંગે,
કેસર ચંદન ઘશી ઘન રંગે;
ભવિજન ભક્તિ ઉમંગે, જીન ગુણ ગાય સુરંગે,
મોગર લાલ ગુલાબ ચડાવે.
સભા સરસ્વતિ મોતીડે વધાવે,
સાંકલચંદ ગુણ ગાવે, જીન ગુણ ગાય સુરંગે. તા૦ ૨

( ૩૯ )

સરવે સખીઓને શીખ દેઉરે, સાતિનો સાચો સુશૃંગાર. એ રાગ

શ્રી વિમળાચળ નીત્ય નમોરે, વાહાલો ભવજળ તારે,
તીરથપતિ જગમાં વડોરે, એતો દુર્ગતી વારે.
નાભિનો નંદ રૂડો ઉરમાં ધરીએ;
ભેટીને ભવજળ પાર ઉતરીએ,
પુજા કરીને ભવિ અઘમળ હરીએ;
સફળ મનુષ જનમારો કરીએ.-શ્રી વીમળાચળ૦
રીખવજીણંદ જગત જયકારી, તીરથપતી ત્રીભોવન ઉપગારી,
ઘોર પાપ કરનાર ઉદ્ધારી, એ તીરથ સાસ્વત સુખકારી;
જાત્રા કરીને ભવિ ચોગતિ વારે,
સંસાર સાગર પાર ઉતારે;
સકલ મનોરથ શીવસુખ સારે,
બારતિ શિશુ જયકાર ઉચ્ચારે,-શ્રી વીમળાચળ૦

( ૪૦ )

આજ આનંદ આનંદ થેઇ થેઇકાર થયો.—એ રાગ.

પ્રભુ પાય લાગું માફ માગું મ્હેર કરો,
કરૂં વિનતી દયાળ દેવ કાન ધરો;
ત્રિભોવન નાથ ખરો, અનાદિનાં પાપ હરો, ( ૨ )
જય, જય, જય, જય, પ્રભુ પાય લાગુ૦ ૧
ચાર ચોર ઘોર પાપના વિપાક હરો,
રાગ દ્વેષ વારિ આપ્ય સ્વામિ સત્વઝરો;
ફરી ભવમાં ન ફરો, ભર ભંડાર ભરો, ( ૨ )
જય, જય, જય, જય, પ્રભુ પાય લાગુ૦ ૨
જપે જાપ ખપે પાપ તાપ થાય પરો,
અતિમાન ધરી ધ્યાન અમૃત પાન કરો;
ભવજળ પાર તરો, શિવસુખ સ્હેજ વરો, ( ૨ )
જય, જય, જય, જય, પ્રભુ પાય લાગુ૦ ૩

( ૪૧ )

જપતી પ્રીતમની જપમાળા.—એ રાગ.

સુખકર શંખેશ્વર જીનરાજ, મુરતી મોહનગારી;
તાર્યાં અગણિત નરનારી, અહો ઉપગારી.
વરીયા શિવ રમણી સારી જયકારી, સુખકર૦

સાખી.

જયોત જગતમાં જાગતી, મહિમાનો નહીંપાર;
ચરણ કમળ સુર નર નમે, ભમે ન ભવ કંતાર.
વ્યાધિ જરા નિવારી વિજય વધારી, વરીયા૦

સાખી.

વદન વિધુ અમૃત ઝરે, હરે તાપ દુર ધ્યાન;
ભવિ મન કુમુદ પ્રફુલ્લ થતાં, પ્રગટે અનુભવ જ્ઞાન;
કમઠ વૈરણ સમ ત્હારી જઉં બલિહારી, વરીયા૦ ૨

સાખી.

પાપ અમાપ અનાદિનાં, કાપો ત્રિભોવન નાથ;
શું ઝાઝું કહું સાહબા, મેળવ શિવપુર સાથ.
વંદે જૈનસભા સારી જગહિતકારી. વરીયા૦ ૩

---

( ૪૨ )

પુનમ ચાંદની આજે ખીલી રહીરે,—એ રાગ.

સરખા સજજનોનો સાથ સારો મળ્યોરે,
ગુણિજન સજીએ રૂડો નિતીનો શણગાર;
જીનવર મંદીરમાં રંગે રાસ રૂડા રમોરે.
કરીએ નૃત જીન આગળે, તરીએ ભવોદધિ પાર;
ધરીએ હૃદય કમળ વિભો, હરીએ વિકથા ચાર.
પ્રભુજી મ્હેર કરીને નીજ શેવકને તારજયોરે,
હળિમળી તાળી લેઇએ કરીએ થેઇ થેઇકાર-જીનવર૦ ૧
ચંદ્ર ચકોરી ચીત ચહે, મોર ઘટા ઘન શામ;
પ્રભુ મુખ ચંદ્ર નિહાળીને, સફળ કરો નિજ કામ;
ફરતાં જીનગુણ ગાતાં ભવનો ફેરો ટાળજયોરે,
વળી વળિ જીન મુખ જોઇએ ગાઇએ પ્રભુ ગુણગ્રામ-જીન૦ ૨

અભિનવ સુરતરૂ સાહુબો, ભવ સાયરમાં ઝાઝ;
દુર્ગતિ પડતા પ્રાણિને, ધારણ કર મહારાજ;
શરણાગતના સંકટ હરજ્યો કરજ્યો સંપદારે,
લળિ લળિ ચરણે લાગું માગું અવિચળ રાજ–જીન૦ ૩
જ્ઞાતા દાતા જ્ઞાનના, જગભ્રાતા જગતાત;
શાતા કર ભવ તાપની, અંતરની કહું વાત.
દુર્મતિ દુર નિવારી સન્મતિ સારી આપજયોરે,
ત્રીવિધી તાપ હરી કર પાપ માફ જગનાથ.–જીનવર૦ ૪
કુમતિ ગાંઠ કુડી પડી, મળ્યો અનાદિ કુવાસ;
મનમંદીર રંગે રમી, ઉકેલજ્યો ભવરાશ.
કરૂણા સાગર કરિ કરૂણા અક્ષય સુખ આપજયોરે,
પાર ઉતારો વારો જનમ મરણનો ત્રાસ.—જીનવર૦ ૫

( ૪૩ )

## અથ શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

મારે અજીત જીણંદશું પ્રીતડી—એ રાગ.

વીમળાચળ નીતુ વંદીએ, જગનાયક હો નાભીનો નંદ;
રીખવજીનેશર વાલહો, મુખ દીઠો હો પુનમનો ચંદ.–વી૦૧
મનમંદીરમાં પ્રભુ વસ્યા, દરિશણથી હો નાઠાં સવિ પાપ;
તાપત્રિવિધ સવિ દૂર ટળ્યા,મળિયા જીન હો ટળીયા સંતાપ.વી.૨
રાગ દ્વેષ રિપુ વશ પડયો, લડથડીયો હો પડીયો કંતાર,
પાર ઉતારો જીનપતી,રતિ અરતિ હો પામ્યો હું વિકાર–વી૦૩
પરનિંધા વિકથા કરી, હરી લક્ષ્મી હો પર પ્રાણ સમાન;

પરદારા શેવન કરી, નીચ બુદ્ધી હો લુંધ્યો સૌ ભાન-વી૦૪
વિષય કષાયને કાઢીયા, મદ આડે હો વીણસાડે કાજ;
આતમ ધન લુટે સદા, જીનવરજી હો તુમ હાથે લાજ-વી૦૫
હૃદય કમળ ભકિત વશી, તુજ શેવક હો પ્રગટયો સદ્ભાવ;
અશરણ શરણ નભાવજો,સજજનનો હો છે સરલ સ્વભાવ-વી૦૬
પુજક નિંદક સમગણે, સમભાવે હો તારે જીનરાજ;
રંક ઉપર કરૂણા કરી, ઊતારો હો ભવ સાયર પાર. વી૦
શું ઝાઝું કહું સાહમા, મુજ કૃતિઓ હો અધમાધમ જેમ,
પણ તુજ આલંબન મળ્યું, પારસમણિ હો કરે લોહને હેમ.વી૦
ભુવન બાણ ભક્તિ શશિ, સંવત્સર હો શુભ ફાગણ માસ.
શુક્લ અષ્ટમીએ સ્તવ્યો, દીનવત્સળ હો પુરો પ્રભુ આશ.
વીમળાચળ૦ ૯

( ૪૪ )

## શ્રી પાર્શ્વનાથસ્વામીનું પારણું.

માતા વામાજી ઝુલાવે પ્રભુને પારણે,
પાસકુંવરની કાયા શોભે સોવનવાન;
વપુ શુભ કોમળ નિરખી હરખે હૈયું માતનું,
રૂપ પ્રભુનું દેખી ભુલ્યો રતિપતિ ભાન. માતા૦ ૧
ચંદ્ર પ્રભા સમ કાન્તી મુખની બાળારાજની,
મનહર અંગોપાંગ સકળ તનુ શોભા સાર;
રક્તકમળ સમ પગલાં કંકુ વરણાં લાલ છે,
મંગળકારી અવિકારી શુભ પાસકુમાર. માતા૦ ૨
માતા પ્રેમભરી દષ્ટિથી નિરખી બાળને,

મન વિકસે તન ફરસે આનંદ અંગ ન માય;
અલોલોલો હાલ ખમા લાડકડા મારા લાલને,
દુખડાં લઉં તારાં એમ મંગળ ગાણાં ગાય. માતા૦ ૩
આશીરવચન વદી જગમાતા હાલા ગાવતાં,
આલપાલ કરિ ચાંપે હૃદય વિશે જીનરાજ;
કુંવરજી ઘણું જીવો કુળનો દીવો તું થજે,
થાજો તારણ તરણ ભવોદધિ પારક ઝાઝ. માતા૦ ૪
ઉત્તમ કુળમાં જનમી જગમાં સુજસ વધારજયો.
કરજયો ચઉદ રાજના પ્રાણીનો ઉદ્ધાર;
ધર્મ ધુરંધર ધોરી થઇ રથ ધર્મ ચલાવજો,
શીવસુખ ભોગી થઇને કરજયો ભવનો પાર. માતા૦ ૫
ભવભય ભંજન પાપ નિકંદન દેવ દયાળ છો,
ત્રિભુવન નાયક શિવસુખ દાયક જગ શિરતાજ;
શેવક સાંકળચંદ તણા ભવફંદ નિવારજયો,
ભારતિ બાળ કૃપાળ અચળ શુભ આપો રાજ. માતા૦ ૬

---

( ૪૫ )

તાતનો ભરૂસો નથીરે, મનેરે મારા તાતનો. એ રાગ.
તનનો ભરૂંસો નથીરે, ચેતન તારા તનનો ભરૂંસો નથીરે;
ચંચળ જળ કલ્લોલ આવરદા, ફોગટ રહ્યો મથીરે. ચેતન.
જનમ્યો જે નર જગતમાં, તે નીશ્ચે મરનાર,
આશા ઉમ્મર જેવડી, ત્રષ્ણાનો નહીં પાર. તનનો૦ ૧
છત્રપતિ લખપતિ ગયા, ગયા નૃપતિ કે લાખ,

જસ ફુંકે જન ફરતા, બાળી કીધા રાખ. તનનો૦ ૨
ખમા ખમા પરિજન કરે, રાવણ સમ અભિમાન,
નામદાર નર વહી ગયા, ઠામ ઠર્યા શમશાન. તનનો૦ ૩
પરિગ્રહના આરંભથી, કર્યાં કુકર્મ અપાર,
પાપે પૈસા મેળવી, થયો શ્રેષ્ટ શાહુકાર. તનનો૦ ૪
લોક ભણે લખપતિ થયો, પણ શું પામ્યો બેલ.
તુંજ સાથે શું આવશે, તપાશ તારો મેળ. તનનો૦ ૫
નિજ હાથે જે વાવરે, તે પોતાનું થાય;
પછી વધારો જે વધે, માલીક ઓર ગણાય. તનનો૦ ૬
મધપુડા માંખી રચે, દાન ન કીધું પાન;
લુટનારો લુટી ગયો, ઘશિ પગ ખોયા પ્રાણ. તનનો૦ ૭
હજી વખત છે હાથમાં, કર શુભ સુકૃત કામ;
પરમારથ પ્રીતે કરી, કરો અમર નીજ નામ. તનનો૦ ૮
ભવ નાટકના ભવનમાં, ભજવ્યા વીવિધ વેષ;
રાય રંક ખગ પશુ બન્યો, લહ્યો ન તત્વ પ્રવેશ. ત૦ ૯
આતમ અર્પો નિર્મળો, પ્રભુ ચરણે ચીત લાય;
તાપ મટે જીન જાપથી, સકલ મહોદય થાય. તનનો૦ ૧૦

---

( ૪૬ )

રાગ આશા ગોડી.

કામ છે દુષ્ટ વિકારી. એ રાગ.

દોલત દુનીયા હારી, જતું જીવ દોલત દુનીયા હારી.
જનમ્યું તેહ જવાનું નકી, કોઇ રહ્યું નહી જારી;

પળની ખબર નહી પ્રાણીને, કાળ ભમે શિર દારી. જવું.
પાંડવ કૌરવ રામ ગજાનન, કંસ ગયા મોરારી;
રાવણ યોદ્ધા રણમાં હાર્યો, કીધી કાષ્ટ પથારી. જવું.
સત્યવાદી હરિશ્ચંદ્ર ગયા વળી, હાકમને અધિકારી;
વીર ગયાને ધીર ગયા વળી, અમીર ગયા નિરધારી. જવું.
મહા મલ્લ યોદ્ધા ગત પામ્યા, રણમાં જસ વિસ્તારી;
ચક્રવર્ત્તિ નિજ વૈભવ મુકી, ચાલ્યા એકલહારી. જવું.
માત પિતા સુત નૌતમ નારી, પ્રીત પલકમાં વિસારી;
પાપ પુન્યનો પટલો બાંધ્યો, જાય ખલક જો વિચારી. જવું.
પાપ પ્રયોગે પુંજી વધારી, અધિક કરી રખવારી;
કોડી એક ન સાથે આવે, માલીક ઓર થનારી. જવું.
અંત સમે સૌ વૈભવ ફોગટ, સત્ય ધર્મ સુખકારી;
સાંકળચંદ સદા પ્રભુ ધ્યાને, દુર્ગતિ દુર થનારી. જવું.

---

( ૪૭ )

-હૃદય સદ્બુદ્ધિ નહીં ધારી,—એ રાગ.

અરે જીવ ભુલ્યો ભવ બાજી, થયો પર નિંદ્યાથી રાજી;
માન મદ મત્સરમાં ગાજી, વક્ર થઇ બેઠો મન વાજી.
પરદારાના દેહ દિપકમાં, સ્નેહ પતંગ સપડાય,
જીવન જશ સળગાવી મુકે, ઘર ઘર નિંદ્યા થાય;
થાય પરમેશ્વર ઇતરાજી, જાય ઇજ્જત જગમાં ઝાઝી.—અરે૦ ૧
ખળ છળ ચળ ચીત જયાં ત્યાં ઘાલે, નિજ મુખ ચાટ ગમાર;
મુગ્ધા ફંદ કુસ્છંદ ફસાવી, રંગે રમ્યો વિજાર.

ભારભુત થયો નીચ રાજી, છાર શીર ધર્યો દગલબાજી-અરે૦ ૨
બગ પરે ઠગ થઇ જગને ધુતી લુટયો પર ધન માલ;
નિટલ જટિલ પરે પડયો કીચમાં, જડયો ન જળ થળ તાલ.
તાલ બગડયો બગડી બાજી, હાલ બેહાલ બન્યો પાજી-અરે૦
નિજ સ્વારથમાં સાથી પેહેલો, પરમારથનો ચોર;
કુડ કપટનો ભર્યો કોથળો, લબાડ લંઠ કઠોર;
ઢોર સમ ગણિ ભાજી ખાજી, તોરથી જનની તુજ લાજી-અરે૦
ઇર્ષાળુ અભિમાની હલકો, ચાડી ચુગલીખોર;
પરધન હરવા કરે પ્રપંચો, ફરે હરાયું ઢોર.
ચોર ચીત ચુકયો તું બાજી, ગઇ તુજ અક્કલ કયાં ઝાઝી-અરે૦
દેહ ક્ષણીક આયુ છે ચંચળ, જળ કલ્લોલ પ્રકાર;
મધુબિંદુ સમ ફોગટ આશા, ખાવો આખર માર.
બાર કજ ભીડયાં ભ્રમરાજી, કાળ ગજ ચાવે મુખમાજી=અરે૦
મન સાગર સંકલ્પ તરંગો, વિવેક વ્હાણુ શીકાર;
સ્મર ગિરી સંકટ દુર નિવારી, વેગે ઉતરે પાર.
ધન્ય તે વિરલા જગ કાજી, નમે તસ પાય દેવતાજી=અરેજીવ૦
સુકૃત કરવા તન મન ધનથી, ભીડો હૈયે હામ;
નિશદિન આળસ દુર નિવારી, જપો પ્રભુનું નામ.
કામ સૌ સફળ થાય આજી, રહે જગનાથ સદા રાજી-અરે૦
સદાચાર સદ્બુદ્ધિ નિતી, સત્ય શિયળમાં ધીર;
ક્ષમા દયાને સરળ સ્વભાવી, પરદુઃખ ભંજન વીર.
ચીરંજય કીરતી રહે ગાજી, સકલ જન મંડળ વાહવાજી-અરે૦

---

( ૪૮ )

કર કરૂણા જગનાથ, રંક પર કર કરૂણા, એ રાગ.

ચેતન તજ અભિમાન, ગુમાની ચેતન તજ અભિમાન.
ભુલ્યો ભમરા ભાન, ગુમાની ચેતન તજ અભિમાન.
લઘુતાથી પ્રભુતા પદ પાવે, પ્રભુતાતો હલકાઇ બતાવે;
નીચપણું દુનિયામાં થાવે, અહંકાર ઉરમાં જો લાવે;
જન મંડળ અપવાદ લગાવે, (ગદ્ય) નમ્રતા શરીરનુ ભુષણછે.
નમે તેજ નીતિવાન, વડો જગ નમે તેજ નીતિવાન—ચેતન૦
ગર્વ થકી રાવણ રણ હાર્યો, દુર્યોધનને ભીમે માર્યો,
ગર્વે કરણ રહ્યો નહીં વાર્યો, અર્જુન યોધ્ધે રણ સંહાર્યો.
મન થીર કરિ અભિમાન નિવારો, (માની તે અજ્ઞાની સમજવો)
મન મરકટ નાદાન, સાન ગઇ મન મરકટ નાદાન—ચેતન૦
જનમ્યો તેહ જવાનો જાણો, અમર પટો કોઇએ નથી આણ્યો
દિલ્લીપતી અભિમાન ભરાણો, પૃથુરાજ બંધન બંધાણો,
સંગરાય રણ રંગ ધવાણો, (બળનો ગર્વ સર્વનો નાશ કરેછે)
અહંકાર અજ્ઞાન, તજો સો અહંકાર અજ્ઞાન.—ચેતન૦
નેતર નમ્ર થઇ વળી જાવે, વાંસ વધી વન્હી સળગાવે;
ગજપતિ પ્રૌઢ પણું બતલાવે, શુંઢ ભરી શીર છાર ઉડાવે.
લઘુ પણ દિપક ઘર દીપાવે, (લઘુતા તેજ પ્રભુતા જાણવી)
લઘુતાથી સન્માન, મળે શુભ લઘુતાથી સન્માન—ચેતન૦
મિથ્યા માન કરો નહીં પ્રાણી, આયુ અથિર લક્ષ્મી ચળજાણી;
જ્ઞાન માન આતમ ગુણ હાણી, પંડિતની શુભ કોમળ વાણી.
અભિમાન કરશે અજ્ઞાની, (અભિમાન નરકનું સ્થાન છે.)
સકલ હરો અભિમાન, સજ્જન સો સકલ હરો અભિમાન-ચે૦

( ૪૯ )

## કાયા અને જીવનો સંવાદ.

ચેતેતો ચેતાવું તનેરે, પામરપ્રાણી. એ રાગ.

કાયા જીવને કહેછેરે ઓ પ્રાણપતી;
લાડતો લડાવ્યાં સારાં, કદી ન કર્યા હુંકારા;
આજતો રીસાણા પ્યારારે. ઓ પ્રાણપતી. ૧
ભેળા બેશીને જમાડી, બાગ બગિચાને વાડી;
ફેરવી બેસાડી ગાડીરે. ઓ પ્રાણપતી. ૨
અત્તર ફુલેલ ચોળી, કેસર કસુંબા ઘોળી;
રમ્યા રંગ રસ રોળીરે. ઓ પ્રાણપતી. ૩
શણગારતો સજાવી, આભુષણોને પેરાવી;
મોજ મુજને કરાવીરે. ઓ પ્રાણપતી. ૪
રોજતો હશીને રહેતા, પાણી સાટે દુધ દેતા,
આજ મૌન ધારિ બેઠારે ઓ પ્રાણપતી. ૫
સુજનની એવી રીતી, જેની સાથે કરે પ્રીતિ;
વગડે ન મુકે રોતીરે. ઓ પ્રાણપતી. ૬
કરૂણું હું કાલાવાલાં, મુજને ન મુકો વાહાલા;
સાથે રાખોને છોગાળારે. ઓ પ્રાણપતી. ૭

---

( ૫૦ )

રાગ ઉપરનો પદ બીજુ.

જીવ કાયાને સુણાવેરે, ઓ કાયા ભોળી;

કાયા તું કામણગારી, પાસમાં પડયો હું તારી;
પ્રભુને મુકયા વિસારીરે. ઓ કાયા ભોળી. ૧
તારા સાથે પ્રીતિ કરી, જરી ન બેઠો હું ઠરી;
પાપની મેં પોઠ ભરીરે. ઓ કાયા ભોળી. ૨
ઘણીવાર સમજાવી, હઠીલી ન સાન આવી;
મુજને દીધો ડુબાવીરે. ઓ કાયા ભોળી. ૩
નીતિનો પ્રવાહ તોડયો, અનીતિનો પંથ જોડયો;
સજજનનો સંગ છોડયોરે. ઓ કાયા ભોળી. ૪
સદ્ગુણને નિવાર્યા, દુર્ગુણને વધાર્યા;
કથન ન કાન ધાર્યારે. ઓ કાયા ભોળી. ૫
આતમા હું ચિદાનંદી, કાયા તું દિસેછે ગંદી;
તારી સંગ રહ્યો મંડીરે. ઓ કાયા ભોળી ૬
રોગને અસર આવે; લસણનો સંગ થાવે;
કસ્તુરિ સુગંધ જાવેરે. ઓ કાયા ભોળી. ૭
બગડયો હું તારી સંગે, રમ્યો પર રામા રંગે;
કુડાં કૃત્ય કીધાં અંગેરે. ઓ કાયા ભોળી. ૮
પારકી થાપણ રાખી, આળ ઓર શીર નાંખી;
જુઠી મેતો પુરી શાખીરે, ઓ કાયા ભોળી. ૯
પ્રાણ પાંજરામાં પ્યારી રહયો હું કરાર ધારી;
કાયા નાવે કોઇ લ્હારીરે. ઓ કાયા ભોળી. ૧૦
મારો છેડો છોડો કાયા, કારમી લગાડો માયા;
તારાથી ભોળા ઠગાયારે. ઓ કાયા ભોળી. ૧૧
કાયાની માયાને છોડી, શુકરાજ ગયા ઉડી;

પ્રાણ પાંજરાને ત્રોડીશે, એ કાયા ભોળી. ૧૨
અનીતિના કામ તજો, નિંદા તજી પ્રભુ ભજો;
સાંકળાની શાખ સજોરે. એ કાયા ભોળી. ૧૩

---

( ૫૧ )

## सामान्य निती.

ગઈ ગ્રિષ્મ થયું ચોમાસું, વિરહી વરશાવે આંસ, એ રાગ.

સદ્ગુણ સૌથી સુખકારી, જઊં સજજનની બલિહારી;
કદિ ભીડ પડે કાંઇ ભારી, નિજ ધર્મ મુકો ન વિસારી.
મુખ સત્ય સદા ઉચ્ચારો, શણગાર નીતિનો ધારો;
છળ કુડ કપટને વારો, તજી અભિમાન,
સજી શુભ જ્ઞાન, ભજો ભગવાન, પરમ ઉપગારી. સદ્૦ ૧
પર નિંદા પાપ નિવારો, પરદારાને પરિહારો;
પરધન પથ્થર સમ ધારો, છે સકળ શાસ્ત્ર નિરધારો;
સૌ જીવપર કરૂણા લાવો, વડિલોને વિનય બતાવો;
સંતોષ પરમ સુખ પાવો, હે યાર કરો વિચાર;
સકળ હ્યો સાર કહું વિસ્તારી. સદ્ગુણ. ૨
શુભ સદાચાર સૌ પાળો, અન્યાય અનીતિ ટાળો;
દિન દુખીયા સામું ભાળો, નિજ ઉત્તમ કુળ અજવાળો.
સંસારીક સ્થિતિ સુધારો, વિદ્યાનો કરો વધારો;
પરહરજો બધો કુધારો, કરો આચાર, ધરી ઉર પ્યાર.
બાળ હુંશિયાર, જ્ઞાન વિસ્તારી. સદ્ગુણ. ૩
સંકટ દેશનાં કાપો, અરિઓને આશ્રય આપો;
પુસ્તકશાળા શુભ સ્થાપો, દ્યો દાન અનાજ અમાપો;

દ્યો જ્ઞાન દાન ભક્તિ ભાતી, પામો જગમાં વિખ્યાતી;
સુધરે નિજ કુટુંબ જ્ઞાતિ, સ્વજન આશીશ દીએ નિશદીશ;
વધે સુજગીશ, પ્રતિષ્ઠા સારી. સદ્‌ગુણ. ૪
એ સદ્‌ગુણના પરભાવે, મહિમા અતિ ઉત્તમ પાવે;
કદિ કષ્ટ કલેષ નહીં આવે, ગુણિજન મુખથી ગુણ ગાવે;
શુભ વિદ્યાશાળા સ્થાપો, નિજ સંતતિ સંકટ કાપો;
કેળવણી સારી આપો, થશે આનંદ, સકળ જન વૃંદ;
સુ સાંકળચંદ, મુખે ઉચ્ચારી. સદ્‌ગુણ. ૫

( ૫૨ )

વસંતતિલકા છંદ.

ધર્મીજનો સુગતિ હેતુ જીનરાજ ધ્યાવો,
ભક્તિ સ્તુતિ કરી સદા ગુણ આમ ગાવો,
ઋદ્ધી વધો સકળ મંગળમાળ પાવો,
આ પુષ્પમાળ જીનરાજ ગુણે વધાવો. ૧
આધિ ઉપાધિ ભય રોગ વિયોગ જાવે,
જેના પ્રભાવ સુખ સંપત સ્હેજ આવે,
તે વિશ્વનાથ વિતરાગ ઉર માંહ્ય લાવો,
આ પુષ્પમાળ જીનરાજ ગુણે વધાવો. ૨

સમાપ્ત.



# આશ્રય પત્ર.

આ લઘુ પણ અતિ રસમય પુસ્તક કેવળજ્ઞાન ભાસ્કર શ્રી જીનેશ્વર ભગવાનના ગુણોથી ગુંથેલુ છે તેથી તે કેવું અગત્યનું છે. તેની કદર સુજ્ઞ વાંચક વર્ગને કરવાની છે, પરંતુ તે બહાર પડતાં પેહેલાં તેની આવશ્યકતા, મધુરતા અને રચનાથી પ્રસન્ન થઇ સદ્ગ્રહસ્થોએ એની જે કદર કરીછે તે અતિ સ્તુતિ પાત્ર છે, અને તેથીજ આ પુસ્તકની સાથે તેઓ સાહેબના મુબારક નામ અમર રાખવા નીચે પ્રગટ કર્યા છે.

| નકલ. | નામ |
|---|---|
| ૨૦૦ | નગરશેઠ મણીભાઇ પ્રેમાભાઇ |
| ૫૦ | શેઠ. જેસંગભાઇ હઠીશંગ. |
| ૫૦ | શેઠ. મનસુખભાઈ ભગુભાઇ, |
| ૫૦ | શેઠ. જમનાભાઇ ભગુભાઇ. |
| ૨૫ | શેઠ. સારાભાઇ મગનભાઇ કરમચંદ. |
| ૨૫ | શેઠ. ત્રીકમલાલ વાડીલાલ |
| ૨૦ | શેઠ અમરતલાલ વાડીલાલ. |
| ૫૦ | શા. કસ્તુરચંદ શવચંદ |
| ૫૦ | શા. તરભોવનદાસ શવચંદ |
| ૫૦ | શા. મલુકચંદ ઉમેદચંદ. |
| ૨૫ | શા. પરસોતમદાસ શવચંદ |
| ૨૫ | શા. લલુભાઈ રાઅજી. |
| ૨૫ | શા. પોપટલાલ હકમચંદ. |
| ૨૫ | શા. મુળચંદ હરગોવનદાસ મેશાણા. |

| નકલ. | નામ |
|---|---|
| ૨૫ | શા. ગગલદાસ મોતીચંદ પાટડી. |
| ૨૫ | શા મોહનલાલ કાળીદાસ. |
| ૨૫ | શા. મોહનલાલ મોકમચંદ. |
| ૨૦ | શા. કસ્તુરચંદ કેવળદાસ બારેજા. |
| ૧૦ | શ્રી. પાલીતાણા મોટીટોળી. જસરાજ ભાઇની |
| ૧૦ | શા. લખમીચંદ લલુભાઇ બારેજા |
| ૧૦ | શા. છગનલાલ બેચરદાસ. |
| ૧૦ | ઝવેરી નથુભાઇ સાકળચંદ |
| ૧૦ | શા. મોહોલાલ વરધમાનદાસ |
| ૧૦ | શા. જેશંગભાઇ કાળીદાસ |
| ૧૦ | દેશાઇ લખમીચંદ ભવાન બોટાદ. |

૧૦ શા. માહાસુખરામ કાળીદાસ.
૧૦ શા. મોતીલાલ મંછારામ.
૧૦ શા. કશળચંદ કમળશી મહુવા
૧૦ વકીલ હીરાચંદ પીતાંબર દાસ.
૫ વકીલ સાંકળચંદ રતનચંદ
૫ વકીલ છોટાલાલ કાળીદાસ
૫ વકીલ હરીલાલ મંછારામ
૫ શ્રી. જૈન લાયબ્રેરી પાલીતાણું
૫ શા. ભીખાભાઇ રતનચંદ.
૫ વકીલ. કસ્તુરચંદ પ્રેમચંદ.
૫ વકીલ. મણીલાલ હઠીસંગ
૫ શા ગોપાળદાસ નાહાલચંદ
૫ શા મોહોકમચંદ અનોપચંદ.
૫ શા. ચુનીલાલ ફતેચંદ.
૫ શા. ચુનીલાલ વખતચંદ.
૫ શા. ગલાબચંદ મોતીચંદ.
૫ શા. ખેમચંદ મંછાગમ.
૫ શા. ફુલચંદ ઉમેદચંદ
૫ શા. બગુભાઇ મલુકચંદ.
૫ શા. છગનલાલ ઇછાચંદ
૫ શા. બગુભાઇ છગનલાલ.
૫ શા. અચરતલાલ મોતીલાલ.
૫ શા ભીખા[illegible] નાહાલચંદ.
૫ મેતા. દેવચંદ વી. ઠાકરશી સાણંદ.
૫ શા. મગનલાલ શરૂપચંદ
૫ શા. ચંદુભાઇ જેશંગભાઇ
૫ શા. નગીનદાસ મગનલાલ
૫ શા. વાડીલાલ હકમચંદ
૫ શા. ફતેચંદ દોલતચંદ.
૫ શા. હાથી સવચંદ ઘેણુંજ

૧૦૦૧

# જાહેર ખબર.

## આ ચોપડી નિચેના ઠેકાણેથી રોકડી કીંમતે મળશે.

**અમદાવાદ**—કર્તાની પાસેથી રાયપુર સામળાની પોળ.

,, માણેકચોકમાં બુકસેલર ફકીરચંદ ફીલાભાઇ પાસેથી.

,, શ્રી મહાવીરજીન મંડળીમાં બુકસેલર જેસંગભાઇ મોતીલાલ પાસેથી. રીચીરોડ.

,, શા. પોપટલાલ મનસુખરામ ઠે. જૈનદીવાકર ઓફીસ

**મુંબાઇ.**—જૈન પુસ્તક વેચનાર મગનલાલ જીવરાજ પાસેથી ઠે. બંગડી બજાર માધવજી પ્રેમજીની દુકાન.

મહા મુનિરાજ શ્રી આત્મારામજી મહારાજના સ્વર્ગનિવાસ વિષે રચેલી **શ્રી મુનિગુણ મુક્તાવળી** નામની ચોપડી રૂ૦—૧—૦ ની કીમતની રોકડી કીમતથી અમદાવાદ સામળાની પોળમાં શ્રી જૈન સરસ્વતી સભામાંથી મળશે.

અમદાવાદ<br>રાયપુર સામળાની પોળ. } સાંકળચંદ પીતાંબરદાસ શાહ<br>કર્તા.